सा विद्या या विमुक्तये

राष्ट्रीय शिक्षण पत्रिका नं. १.

# ભૂગોળનો અભ્યાસક્રમ
## અને
## તેની સમજુતી.

લેખક
નરહરિ દ્વારકાદાસ પરીખ
મુ. વરાડ, તાલુકે બારડોલી.

પ્રકાશક
રાષ્ટ્રીય કેળવણી મંડળ-સુરત.

५८८७

- . ६

રાષ્ટ્રીયશાળાઓમાં ભૂગોળનુ શિક્ષણ કેવી રીતે આપવું અને તેનો અભ્યાસક્રમ કેવો રાખવો તે વિષે આ પત્રિકાદ્વારા સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રીયશાળાવાળા ભાઈ નરહરિ દ્વારકાદાસ પરીખે પોતાના વિચારો દર્શાવ્યા છે. વિદ્યાપીઠ એ સંબંધમાં નિશ્ચિત પદ્ધતિ અને ક્રમ મુકરર કરે તે પહેલાં આ વિષયના અભ્યાસીઓ પોતપોતાના અભિપ્રાય દર્શાવે તો ઉપયોગી થઈ પડે.

દરમિયાન પ્રાથમિક રાષ્ટ્રીયશાળાઓમાં ભૂગોળના શિક્ષણ માટે આ પત્રિકા શિક્ષકોને માર્ગદર્શક થઇ પડશે.

તા. ૨૩-૩-૨૨
સુરત.

કલ્યાણજી વિઠ્ઠલભાઈ
મંત્રી, રાષ્ટ્રીય કેળવણી મંડળ—સુરત.

---

પ્રકાશકઃ—કલ્યાણજી વિઠ્ઠલભાઈ, લીમડાચોક, સુરત.
છાપનારઃ—કંચનલાલ ચુનીલાલ "ઈન્ડીઆ" પ્રેસ
ઠો. ભાગાતળાવ રેડ—સુરત.

# ભૂગોળનો અભ્યાસક્રમ.

—[](:૦:)[]—

**પહેલું ધોરણ—**

પોતાના ગામ વિષે તથા આસપાસનાં ગામ વિષે સાધારણ માહિતી.

દિશાઓનું જ્ઞાન.

**બીજું ધોરણ—**

નકશાની સમજુતી.

ગુજરાતનાં નીચેનાં શહેરો વિષે વાતચીતદ્વારા હકીકત કહેવી.

| | | |
|---|---|---|
| ૧ સુરત | ૯ ગોધરા | ૧૭ અંબાજી |
| ૨ ડુમસ | ૧૦ અમદાવાદ | ૧૮ બહુચરાજી |
| ૩ ભરૂચ | ૧૧ મુંબઈ | ૧૯ વડતાલ |
| ૪ વલસાડ-તીથલ | ૧૨ વીરમગામ | ૨૦ ઉદવાડા |
| ૫ વડોદરા | ૧૩ સિદ્ધપુર | ૨૧ પાલીતાણા |
| ૬ શુકલતીર્થ | ૧૪ રાજકોટ | ૨૨ પાવાગઢ |
| ૭ નડીઆદ | ૧૫ પોરબંદર | |
| ૮ ડાકોર | ૧૬ દ્વારકા | |

વર્ગમાં હિંદુસ્તાનનો નકશો વાપરવો. તાલુકાનો, પ્રાન્તનો કે ઈલાકાનો નકશો ન વાપરવો.

## ત્રીજું ધોરણ— ગુજરાત (ચાલુ)

નીચેનાં સ્થળો વિષે વાતચીતદ્વારા હકીકત કહેવી.

| | | |
|---|---|---|
| ૧ નવસારી | ૭ કપડવંજ | ૧૩ દીવ |
| ૨ આણંદ | ૮ પાટણ | ૧૪ વેરાવળ |
| ૩ દાહોદ | ૯ ચાણોદ | (સોમનાથ પટ્ટણ) |
| ૪ ઈડર | ૧૦ ડભોઈ | ૧૫ અમરેલી |
| ૫ ખંભાત | ૧૧ ભાવનગર | ૧૬ દેલવાડા |
| ૬ દમણ | ૧૨ જુનાગઢ | ૧૭ બારડોલી |

શહેરો વિષે હકીકત કહેતી વખતે તેના સંબંધમાં જે ભૌગોલિક વ્યાખ્યા સમજાવવાની આવે તે બરાબર સમજાવવી.

### પહાડો.

રાજપીપળા, પાવાગઢ, દાંતા અને ઈડરના ટેકરા, આરાસુર, આબુ, શેત્રુંજો, ગિર, ગિરનાર.

### નદીઓ.

દમણગંગા, તાપી, નર્મદા, મહી, સાબરમતી, વાત્રક, સરસ્વતી, બનાસ, શેત્રુંજી, ભાદર, ગોમતી, ભોગાવો.

### બંદરો.

સુરત, ભરૂચ, ખંભાત, ભાવનગર, ઘોઘા, જાફરાબાદ, વેરાવળ, માંગરોળ, પોરબંદર, દ્વારકા, માંડવી.

ગુજરાતના જીલ્લાઓનાં નામ–પોતાના જીલ્લાના તાલુકા–પોતાના તાલુકાનાં મુખ્ય મુખ્ય ગામો–પેટા મહાલ હોય તો તે.

ગુજરાતનાં દેશી રાજ્યો.

## ચોથું ધોરણ–હિંદુસ્તાનની ભૂગોળ.

### પહાડો.

હિમાલય, હિંદુકુશ, સુલેમાન, કિરતાર, (હાલા) અરવલ્લી, વિન્ધ્ય, સાતપૂડા, સહ્યાદ્રિ, નિલગિરિ, પૂર્વઘાટ, આરાકાન, ચેરાપુંજી.

### નદીઓ.

સિંધુ, જેલમ, ચીનાબ, રાવી, બીઆસ, અને સતલજ.

ગંગા, જમના, ચંબળ, શોણ, ઘોઘરા, ગંડકી, બ્રહ્મપુત્રા, ઐરાવતી, નર્મદા, તાપી, કાવેરી, કૃષ્ણા, ગોદાવરી, મહા.

### બંદરો.

કરાંચી, મુંબઈ, મેંગલોર, કોલંબો, મદ્રાસ, કલકત્તા, રંગુન.

રેલ્વેની રચના સમજાવવી.

## મુખ્ય મુખ્ય શહેરો.

અમદાવાદ, મુંબઈ, પુણા, બેલગામ, ગોવા, વીજાપુર, ગોળકોંડા, રામેશ્વર, મદ્રાસ, કલકત્તા, જગન્નાથપુરી, ઢાકા, પટણા, ગયા, અયોધ્યા, કાશી, પ્રયાગ, મથુરા, વૃંદ્રાવન, દિલ્હી, હરદ્વાર, અમૃતસર, લાહોર, પેશાવર, જયપુર, ચીતોડ, ઉજ્જન, કરાંચી, રંગુન, સીમલા, અલમોડા, જોધપુર, બીકાનેર.

## પાંચમું ધોરણ—હિંદુસ્તાન (ચાલુ)

### મુખ્ય મુખ્ય શહેરો.

બેંગલોર, ઊટી, કોચીન, મદુરા, પોંડેચેરી, બેઝવાડા, મછલીપટ્ટણ, કાનપુર, લખનૌ, આગ્રા, શ્રીનગર, અજમેર, ગ્વાલિયર, ઇંદોર, નાગપુર, હૈદ્રાબાદ, (દક્ષિણ), ધારવાર, કોલ્હાપુર, કાલીકટ, કાંજીવરમ, ત્રિચિનોપલી, વિજાગાપટ્ટમ, ખટમંડુ, દાર્જીલિંગ, ઝાંસી, જબલપુર, પતીઆલા, રાવલપીંડી, ડેરા ઇસ્માઇલખાન, માંડલે.

દેશના રાજકીય વિભાગો. }<br>મહાસભાએ પાડેલા વિભાગો. } જુઓ પરિશિષ્ટ

## દેશી રાજ્યો.

| | |
|---|---|
| ૧ વડોદરા--ગાયકવાડ | ૯ રજપૂતાનાનાં રાજ્યો |
| ૨ નિઝામ | ઉદેપુર જયપુર |
| ૩ કાશ્મીર | જોધપુર બિકાનેર |
| ૪ મ્હૈસૂર | ૧૦ ભોપાળ |
| ૫ ત્રાવણકોર | ૧૧ નેપાળ--ભૂતાન |
| ૬ સિંધ્યા--ગ્વાલિયર | ૧૨ મહારાષ્ટ્રનાં દેશી રાજ્યો |
| ૭ હોલ્કર--ઇંદોર | ૧૩ કાઠીઆવાડનાં રાજ્યો. |
| ૮ પતિયાળા | |

## જાણુવા લાયક સ્થળો.

| | | |
|---|---|---|
| વુલર સરોવર | સિંહગઢ | સાકચી-જમશેદપુર |
| અમરનાથ | રામગઢ | ગિરિધી } |
| અટક | દેવગિરિ | જરીઆ } |
| ખૈબરઘાટ | નાશિક | મુરાદાબાદ |
| નાનકાના | પંઢરપુર | સીમલા |
| મંચર સરોવર | ગિરસપ્પા (ધોધ) | કસૌલી |
| જેકોબાબાદ | ગોકક (ધોધ) | જમ્નોત્રી |
| સક્કર (લશ્કરીપુલ) | કન્યા કુમારી | ગંગોત્રી |
| રોહિરી | નેલોર | કેદાર--બદરી |
| ચીલકા સરોવર | રામટેક | સાંભર--પુષ્કર |
| ગોરખપુર--ચૌરીચૌરા | | ધોલપુર |

# છઠ્ઠું ધોરણ—હિંદુસ્તાન ચાલુ.

## જાણવા લાયક સ્થળો.

| | | |
|---|---|---|
| વેરી નાગ<br>નંગા પર્વત } કાશ્મીર | કોઈમ્બતૂર | ખોજરનાથ |
| કચ્છનો અખાત | અમરાપુર | નૈનીતાલ |
| મહાબળેશ્વર | ગંતુર | દાર્જીલિંગ |
| માથેરાન | કોકોનાડા | કામક્ષા |
| કાર્લા | તાંજોર | શિલોંગ |
| એલિફન્ટા | શ્રવણ બેલગૂલ | મેરટ |
| અજન્ટા | ઉમરાવતી | સારનાથ |
| વેરૂલ | છીંદવાડા | અનુરાધાપુર |
| વિજયદુર્ગ | રાંચી | આંદામાન |
| જંજીરા | બરેલી | નિકોબાર |
| વાઈ | ચિત્રાલ | લખદ્વીવ |
| ગોકર્ણ | મરી | માલદ્વીવ |

## દેશનું કુદરતી સ્વરૂપ.

પહાડી પ્રદેશ

સપાટ પ્રદેશ

નદીઓ

સમુદ્ર કિનારો

જંગલો

મોસમના વાયુ

સમુદ્ર કિનારા ઉપરનાં તથા પર્વતો ઉપરનાં હવા ખાવાનાં સ્થળો.

## હિંદીઓ જે અન્ય દેશોમાં જઇને વસ્યા હોય તે દેશો સંબંધી.

૧. દુનિયાના જે જે ભાગોમાં હિંદીઓ જઈને વસ્યા છે તે તે ભાગોનાં નામ અને ત્યાં વેપાર માટે, ખેતી માટે, મજુરી માટે અથવા શા માટે જઈને વસ્યા છે તે.

૨. આપણા દેશના કયા કયા ભાગમાંથી હિંદીઓ ગયા છે તે ભાગોનાં નામ અને ગયેલા માણસોની પ્રાન્તવાર સંખ્યા. તે ભાગમાંથી જવાનાં કારણ.

૩. જે જે દેશોમાં હિંદીઓ ગયેલા છે તેના ખાસ કયા કયા ભાગમાં તેમણે વસવાટ કર્યો છે તે. ત્યાંની આબોહવા સંબંધી સામાન્ય હકીકત અને અહીંની કયા પ્રાન્તની આબોહવા સાથે તેની સરખામણી થઈ શકે.

૪. તે દેશોમાં જવાનાં સાધન અને સગવડ.

૫. તે દેશોની રાજ્યવ્યવસ્થા. ત્યાં હિંદીઓને કેટલા હક્ક મળે છે અને કેટલી બાબતમાં અધિકારહીનતા રહે છે તે સંબંધી ટૂંકી હકીકત.

## સાતમું ધોરણઃ—અન્ય દુનિયા વિષે.

### પૃથ્વીનું સામાન્ય સ્વરૂપ.

૧. જમીન તથા પાણીના વિભાગ અને તેનું પ્રમાણ.
૨. ખંડો, મહાસાગરો, સમુદ્રો.
૩. પૃથ્વીના જુદા જુદા ભાગો ઉપર ગરમી તથા ઠંડી તથા હવામાં ભેજનું પ્રમાણ તથા પવનના મુખ્ય મુખ્ય પ્રવાહ.
૪. પૃથ્વીના જુદા જુદા ભાગમાં મનુષ્યની વસતીનું પ્રમાણ. કયા ભાગોમાં બહુ ગીચ વસતી છે અને કયા ભાગોમાં બહુ આછી વસતી છે.
૫. જુદી જુદી માનવનીતિઓ પ્રમાણે પૃથ્વી વિભાગ.
૬. દુનિયાના મુખ્ય મુખ્ય ધર્મોના વિસ્તાર પ્રમાણે પૃથ્વીના વિભાગ.

### પૃથ્વી ઉપરનાં જુદાં જુદાં સામ્રાજ્યો, તથા રાજ્યો અને તેમનો વિસ્તાર.

૧. બ્રિટિશ સામ્રાજ્ય.

૨. ફ્રેંચ સામ્રાજ્ય.

૩. જર્મન ,,

૪. રશિયન ,,

૫. યુરોપનાં ન્હાનાં રાજ્યો ઈટાલી, સ્પેન. પોર્ચુગાલ, બેલજીયમ, સ્વીડન, નોરવે, સ્વીટ્ઝરલેન્ડ.

૬. અમેરિકન સામ્રાજ્ય.

૭. ઓટોમન અથવા ટર્કીશ સામ્રાજ્ય–ખિલાફત.

૮. ચીની સામ્રાજ્ય.

૯. જાપાન. ,,

**નોંધ:**—દરેક સામ્રાજ્ય તથા રાજ્યનાં બંધારણો કેવાં છે, તેમનાં સંસ્થાનો ક્યાં ક્યાં છે, તેમનું લશ્કરી અને નૌકા સામર્થ્ય કેટલું છે, તેમના મુખ્ય ઉદ્યોગો ક્યા છે તથા મુખ્ય આયાત અને નિકાશ કેટલી છે તે જણાવવું.

૩. **મનુષ્યને ખાસ ઉપયોગી ચીજો**–જેમાંથી નીચે કેટલીક ગણાવી છે તે ચીજો દુનિયાના ક્યા ક્યા ભાગોમાં અને કેટકેટલા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે.

૧. કાચો માલ.

| | | | |
|---|---|---|---|
| ઘઉં | રૂ | કોલસા | લોઢું |
| ચોખા | ઉન | લાકડાં | રૂપું |
| પટેટા | રેશમ | કેરોસીન | તાંબું |
| માંસ | | | હીરા |
| ચ્હા | | | મોતી |
| તંબાકુ | | | |

૨. બનાવટી માલ.

કાપડ
સંચાકામ
દીવાસળી
કેળવેલાં ચામડાં
લોઢાનો સામાન
પોલાદનો સામાન
દવાઓ

## ૪. દરેક ખંડ વિષે સામાન્ય હકીકત.

૧. એશિયા.

દેશોનાં નામ. રાજ્યધાનીઓ તથા મુખ્ય મુખ્ય બે ત્રણ શહેરોનાં નામ.





મુખ્ય મુખ્ય પર્વતો.

" " નદીઓ

" " સમુદ્રો, અખાતો ઉપસાગરો

" " રણો તથા જંગલો

" " બંદરો

" " સંયોગી ભૂમિઓ.

આ પ્રમાણે યુરોપ, આફ્રિકા, અમેરિકા તથા ઓસ્ટ્રેલિયા વિષે હકીકત.

## ૫. દરેક મહાસાગર વિષે સામાન્ય હકીકત.

૧. મહાસાગરના કિનારા.

૨. મહાસાગર સાથે જોડાયલા સમુદ્રો, અખાતો, ઉપસાગરો.

૩. સામુદ્રધુનિઓ.

૪. દ્વીપો.

૫, તેમાં ક્યા ક્યા દેશનાં વહાણુ સફર કરે છે.

૬. મુખ્ય બંદરો.

૭. સમુદ્રના પ્રવાહો.



## ભૂગોળના અભ્યાસક્રમ વિષે સમજુતી.

—[:०:]—

હાલમાં ભૂગોળ બીજા ધોરણથી શરૂ કરવામાં આવે છે. પણ આ અભ્યાસક્રમમાં પહેલા ધોરણમાં રાખી છે, છતાં જેટલું શીખવવાનું છે તે અઘરૂં નથી એ તો સહેજે સમજી શકાય તેવું છે. દિશાઓનું જ્ઞાન આપતાં તથા ગામની માહિતી આપતાં વિદ્યાર્થી સાથે વ્યવસ્થિત વાતચીત કરવાનો પ્રસંગ આવશે. બાળ-વર્ગમાં અને પહેલા ધોરણમાં તો વિદ્યાર્થી સાથે જેટલી વધારે વાતચીત અમુક વિષયને લઇને થઈ શકે તેટલું સારૂં.

નકશો હિંદુસ્તાનનોજ વાપરવો એનો ખાસ આગ્રહ સકારણ રાખ્યો છે. તાલુકાના અથવા પ્રાન્તના નકશા ઉપરથી આપણા દેશમાં આપણું સ્થાન ક્યાં છે તેનો ખ્યાલ આવી શકતો નથી, અને તેને લઇને દિશાઓનો પણ જે ખ્યાલ બંધાય છે તે આખા દેશનાં સ્થાનો પરત્વે નકામો થઈ પડે છે. હિંદુસ્તાન એ આપણો દેશ અને આપણે તેના અમુક એક ભાગમાં વસનારા છીએ એ ખ્યાલ પહેલેથીજ વિદ્યાર્થીમાં કેળવવા માટે પણ હિંદુસ્તાનનો નકશો વાપરવાથી બહુ અનુકૂળતા મળશે. હિંદુસ્તાનના નકશાના આકા-

રનુંજ પહેલેથી દર્શન કર્યાં કર્યું હશે એટલે તેની છબી આંખ સામે સહેલાઈથી ખડી કરી શકાશે.

પ્રાન્તના અને તાલુકાના નકશાનો ઉપયોગ મ્હોટી ઉંમરનાં માણસો કરી શકે, પણ વિદ્યાર્થીને તેથી લાભ નથી.

આમાં એક મુશ્કેલી છે, કે હિંદુસ્તાનના નકશામાં પ્રાન્તનાં કે તાલુકાનાં બધાં સ્થળોનાં નામ નથી આપ્યાં હોતાં. પણ નકશો સરસ શીખવવાની રીત તો એજ છે કે બીલકુલ નામ નહિ લખ્યાં હોય તેવોજ નકશો વાપરવો. વિદ્યાર્થી દિશાના ચોક્કસ પરિચયથી અમુક નદી અહિં આવી અથવા અમુક શહેર આ સ્થળે આવ્યું એમ કોરા નકશા ઉપર બતાવે એ ઉત્તમ છે. જેમાં આછી ઘેરા છાયાથી પહાડો બતાવેલા હોય અને વાદળી લીટીઓથી નદીઓ બતાવેલી હોય એવો નકશો વાપરવાથી દેશની રચનાનો ખ્યાલ વિદ્યાર્થીના મગજમાં વહેલો ઠસે છે. પણ તેવા મ્હોટા નકશા મળતા નથી, એટલાસમાં હોય છે. એટલે આપણે તો બહુ ખીચો-ખીચ ગામનાં નામથી ભરેલો ન હોય તેવો મ્હોટો નકશો વાપરવો. મ્હોટાં શહેરો તથા પર્વતો અને નદીઓ તો તેમાં આપેલાંજ હોય તે ઉપરથી અમુક

ગામ આ પર્વતની પાસે કે આ નદીની ઉપર અથવા આ શહેરની નજીક એમ જે ગામનું નામ નકશામાં ન આપ્યું હોય તેનું સ્થાન વિદ્યાર્થી પાસે નક્કી કરાવવું.

આપણે ગુજરાત પ્રાન્ત વિષેજ વિદ્યાર્થીને કહેતા હોઇએ ત્યારે આપણે જે નકશો વાપરતા હોઇએ તે નકશામાં ગુજરાતની સરહદ બીજી બધી લીટીઓથી ખાસ જુદી પડે એવી રીતે આપણે લાલ અથવા લીલી શાહીથી ઝટ નજર ઉપર આવે એવી રીતે આંકી રાખી હોય તો ચાલે.

ગુજરાત પ્રાન્તની ભૂગોળ શીખવવા માટે હિંદુસ્તાનનો કોરો નકશો માત્ર સરહદની લીટી દોરેલો તથા પહાડો અને નદીઓ તેમાં બતાવી હોય તેવો તૈયાર કરીએ અને તેમાં ગૂજરાતને રંગીન બનાવીએ તથા તેમાં ગુજરાતની બધી શીખવવાની હકીકત પૂરીએ; એવું કર્યું હોય તો તે પણ ઉત્તમ છે. આ સૂચના બધે ઉપાડી લેવામાં આવે તો એવા નકશાઓ તૈયાર કરાવી શકાય. પણ તેવા નકશા તૈયાર નથી મળતા ત્યાં સુધી ઉત્સાહી શિક્ષક પોતાની શાળામાં બીજા શિક્ષકો તથા વિદ્યાર્થીઓની મદદ લઈ આવો નકશો પોતાની શાળાના ઉપયોગ માટે તૈયાર કરી લે એ ઇચ્છવા જેવું છે.

અત્યારે જે રીતે ભૂગોળ શીખવાય છે તેમાં પહેલી તાલુકાની, પછી જીલ્લાની, પછી પ્રાન્તની, પછી ઈલાકાની અને પછી દેશની એમ શીખવવાની પદ્ધતિ છે. આમાંથી પ્રાન્ત એ દેશનો સ્વાભાવિક વિભાગ ગણી શકાય. એકજ ભાષા અને એકજ રહેણીકરણીવાળા લોકો ત્યાં રહે અને તેમનામાં સ્વાભાવિક એકતા અને મળતાપણું હોય તેથી. પણ તાલુકો, જીલ્લો અને ઈલાકો એ તો સરકારે પોતાના રાજ્યવહીવટની સગવડ ખાતર બનાવટી વિભાગ પાડેલા છે. જલાલપુર તાલુકાની નિશાળમાં છોકરાને તાલુકાની ભૂગોળ શીખવવામાં આવે અને તેમાં તાલુકાનાં બધાં ન્હાનાં ન્હાનાં ગામો વિષે પણ શીખે છતાં નવસારી ગાયકવાડી રહ્યું એટલે તેને વિષે કાંઈજ ન કહેવામાં આવે એ કેટલું અસ્વાભાવિક ગણાય? તાલુકા કરતાં પણ ઈલાકાની ભૂગોળ શીખવવાની પદ્ધતિ તો અતિશય અસ્વાભાવિક અને છોકરા ઉપર નાહક વંધારાનો બોજો નાંખનારી છે. પોતાના પ્રાન્તની માહિતી બહુ વિગતવાર આપવામાં આવે એ સમજી શકાય એવું છે પણ ગુજરાતના છોકરાને સિંધના અથવા મહારાષ્ટ્રના જીલ્લા અને તાલુકા તથા દેશી રાજ્ય ગોખાવવાથી શો ફાયદો? સરકારે પોતાની વહીવટી સગવડ ખાતર

ઈલાકાના ત્રણ વિભાગ પાડ્યા છે. ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ અને દક્ષિણ વિભાગ. આ કાંઈ ભૌગોલિક વિભાગ તો નથીજ. તેમ કોઇ અમુક ધોરણ તે પાડવામાં રહેલું છે એમ પણ નથી. એટલે આ વિભાગનો સિદ્ધાન્ત બાળકને સમજાવીજ ન શકાય અને પછી તે સંચાની માફક તે ગોખી જાય અને મગજ ઉપર તેના જીલ્લા અને તાલુકાનાં નામોનો ભાર ભરે. માટે આ અભ્યાસક્રમમાં પ્રાન્તની હકીકત અને પછી એકદમ દેશની હકીકત લીધી છે. દેશના વિભાગોનો ખ્યાલ પાંચમી ચોપડીમાં એટલે હાલ અપાય છે તે કરતાં મોડું આપવાનું એટલા માટે રાખ્યું છે કે દેશના વિભાગનો ખ્યાલ વિદ્યાર્થીના મનમાં આવે તે પહેલાં દેશની એકતાનો ખ્યાલ તેના મનમાં દઢ થવાની જરૂર છે. વિભાગનું મહત્ત્વ સમજી શકે એટલી બુદ્ધિ પણ ખીલેલી હોવી જોઇએ.

દેશના વિભાગ શીખવતી વખતે સરકારે પાડેલા વિભાગ જરૂર કહીએ, પણ તે કેવળ કૃત્રિમ હોઈ મહત્ત્વના સિદ્ધાન્ત ઉપર રચાયલા નથી અને તેથીજ મહાસભાએ પોતાના કામકાજ માટે જુદી રીતે ભાષાવાર વિભાગ પાડ્યા છે તે અનુકૂળ અને સ્વાભાવિક છે એમ સમજાવવું.

## શહેરો વિષે શું શીખવવું?

પ્રથમ શહેરનું સ્થળ નકશા ઉપર નક્કી કરી બતાવવું. શહેરની નિશાળમાં પોતાના શહેરથી અને ગામડાંની નિશાળમાં પોતાના જીલ્લાના શહેરથી શીખવવાનું શહેર કઈ દિશામાં છે તથા કેટલું આઘું છે તે સમજાવવું. જે શહેર વિષે આપણે શીખવવાનું હોય તે શહેર જો ઇતિહાસ– પ્રસિદ્ધ હોય તો ઇતિહાસમાં તે કેમ પ્રસિદ્ધિ પામ્યું તે કહેવું. તેમાં વસતી કેટલી છે અને મુખ્યત્વે કઈ જાતની છે તે કહેવું. શહેરનો મુખ્ય ઉદ્યોગ, આરોગ્યની દૃષ્ટિએ શહેર સારૂં છે કે ખરાબ, તેમાં જોવા લાયક પ્રખ્યાત ઇમારતો હોય, કુદરતી દૃશ્ય હોય તો તે, કિલ્લો હોય અથવા લશ્કરી દૃષ્ટિએ ઉપયોગી હોય તો તે. બંદર હોય તો તે વિષે એમ તે શહેરનો ખ્યાલ મનમાં રહી જાય એવું છોકરાંને આકર્ષક લાગે તે કહેવું. બહુ ઝીણી વિગતમાં ઉતરવું નહિ.

યાત્રાનું સ્થળ હોય તો તેનું માહાત્મ્ય, ત્યાં ક્યાં ક્યાંથી લોક યાત્રાએ આવે છે, કઈ જાતના લોક યાત્રાએ આવે છે, ત્યાં મેળા ભરાય છે કે કેમ, હાલ ત્યાં કેવી સ્થિતિ છે વગેરે કહેવું.

સરકારે પાડેલા વિભાગની અગવડ સમજવા મુંબઈ ઈલાકાનો દાખલો વિચારો.તેમાં ચાર ભાષા બોલનારા લોકો રહ્યા. સિંધી, ગુજરાતી, મરાઠી અને કાનડી. આમાં ઈલાકાનું સામાન્ય કામ આ ચારમાંથી કઈ ભાષામાં ચાલે? અથવા શું ચારે ભાષામાં ચલાવવું? આ મુશ્કેલીમાં પાંચમા અમલદાર લોક રહ્યા તે પાંચમી ભાષા—અંગ્રેજી—જાણનારા. તેમની સત્તા રહી એટલે તે તેમની ભાષા ચલાવે છે ખરા અને એવું દેખાડી પણ શકે છે કે તમારા ચાર લોકની તો ચાર જુદી ભાષા રહી એટલે તમારે માટે આ સામાન્ય ભાષા એ તમને ચારને એક બનાવનાર સાંકળ છે! પણ આ પારકી ભાષામાં ચાલતા વહીવટ વિષે લોકો બિચારા શું સમજે? ગુજરાતની, મહારાષ્ટ્રની, કર્ણાટકની કે સિંધની ધારાસભા હોય તો પ્રાન્તની ભાષામાંજ કામ ચાલી શકે અને અભણ ખેડુત પણ બધી હકીકત સમજી શકે, તેમાં રસપૂર્વક ભાગ લઈ શકે. આપણી પ્રાન્તિક સમિતિઓના વહીવટમાં આપણે બધા ભાગ લઈ શકીએ છીએ કારણ ત્યાં કામ આપણીજ ભાષામાં ચાલે છે. આ આપણી પ્રાન્તિક સમિતિઓ એજ દરેક પ્રાન્તની ભવિષ્યની સરકાર છે એ આ વિભાગ શીખવતી વખતે સમજાવવું.

## પહાડો વિષે શું શીખવવું?

તેની ઉંચાઈ, લંબાઈ, કયા કયા પ્રદેશને કયા કયા પ્રદેશથી જુદો પાડે છે. તેમાંથી કઈ નદીઓ નીકળે છે અને કઈ કઈ દિશામાં વહે છે. વરસાદનું પાણી કઈ તરફથી ખેંચે છે?

પહાડની કુદરતી અસર–વરસાદ ખેંચે અને સપાટ પ્રદેશને નદીઓ મારફત પાણી પૂરૂં પાડે.

દેશના રક્ષણની દૃષ્ટિએ પહાડની અગત્ય.

પહાડમાં રહેનારાં માણસના સ્વભાવ તથા શરીર ઉપર પહાડની અસર.

પહાડમાં ઉંચે રહેવા લાયક સપાટ પ્રદેશ હોય તો તે.. દાખલા તરીકે માઉન્ટ આબુ.

## નદીઓ વિષે શું શીખવવું?

નદીનું મૂળ તથા મુખ.

નદીનો પ્રદેશ કેટલો છે તે એટલે કે કેટલા પ્રદેશમાંથી તેને મળનારી નદીઓ અથવા ઝરણાં મારફત તેને પાણી મળે છે અને રેલથી ઉભરાઈ જાય ત્યારે કેટલા પ્રદેશને તે પાણી આપે છે તે.

પ્રવાહની દિશા. પ્રવાહનું જોર, નદીની લંબાઈ, આસપાસ ખેતી માટે પાણીનો ઉપયોગ થઈ શકે છે

કે કેમ અને કેટલો થાય છે. નદીમાં વ્હાણુ ચાલતાં હોય તો કેટલે સુધી વહાણુ ચાલી શકે છે.

નદી ઉપરનાં મ્હોટાં શહેરો.

પ્રાચીન પ્રવાહ અને તેમાં થયેલા ફેરફાર.

નદીના ધોવાણુની અસર તથા મુખ આગળ કાંપ ખેંચી લાવીને દરીયાને પૂરે છે તે ક્રિયા.

## નદીની સગવડો.

૧. ચોમાસામાં આસપાસનો કચરો કાદવ ખેંચી જઈ જમીનને સાફ કરે.

૨. નહેરો મારફત પાણી ખેતીના ઉપયોગમાં લઈ શકાય.

૩. કાંઠા ઉપરનાં ગામો ન્હાવા, ધોવા માટે ઉપયોગ કરે.

૪. પોતાનો જેટલો પ્રદેશ હોય તેટલાને લીલો રાખે.

પહેલાંના વખતમાં જ્યારે વ્યવહારનાં સાધનો આટલાં નહોતાં ત્યારે નદીઓ ધોરી રસ્તાનું કામ કરતી. વેપાર નદીઓ મારફતજ ચાલતો અને લોકો આવજા પણ તે મારફત કરતા. તેથી પ્રાચીન કાળની મહાન્ સંસ્કૃતિઓ નદીને કિનારે પોષાયલી છે. નાઈલ નદીને કિનારે ઈજીપ્ટની સંસ્કૃતિ, યુફ્રેટિસ અને

ટાઇગ્રિસના પ્રદેશમાં આસિરીયા અને બાબિલોનની સંસ્કૃતિ તથા સિંધુ અને ગંગા નદીના પ્રદેશમાં આપણી સંસ્કૃતિ ઉત્પન્ન થઇ અને વિકાસ પામી હતી. તેથીજ નદીને પ્રજા માતા માને છે અને ગંગા મૈયાકી જે, નર્મદા માતકી જે, એમ પુકારે છે. નદીને કિનારે કિનારે પ્રવાસ કરે તો દેશના તે ભાગના સંસ્કારી પ્રદેશની યાત્રા થઈ જાય અને નર્મદા નદી એવી છે કે તેની પ્રદક્ષિણા થઇ શકે. તેથી સંસ્કારી પ્રદેશની યાત્રાનું મહત્વ સમજી આપણામાં નર્મદા નદીની પરકમ્મા કરવી એ પુણ્ય આપનારૂં ગણાયલું છે. તમે નકશામાં એક તરફ સિંધુ અને તેની શાખાઓ પંજાબ અને સિંધમાં વહી તેને કેવો ફળદ્રુપ બનાવે છે અને બીજી તરફ ગંગા જમના અને તેની શાખાઓ યુક્ત પ્રાન્ત, બિહાર તથા બંગાળમાં વહીને તે પ્રદેશને કેવો ફળદ્રૂપ બનાવે છે તે સમજાવો અને તેથી ઉલટું રજપૂતાનામાં કોઈ નદી નથી વહેતી તેથી તે કેવો વેરાન અને રણવાળો પ્રદેશ છે તે સમજાવો એટલે વિદ્યાર્થીના મગજમાં નદીનું મહત્ત્વ સરસ રીતે ઠસી જશે. નદીને આમ માતા માનીનેજ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે ગાયું છે કે

"જાહ્નવી જમુના વિગલિત કરુણા પુણ્યપીયૂષ સ્તન્ય-
વાહિની."

## બંદર વિષે શું શીખવવું?

બંદર શી રીતે બને છે. જ્યાં જ્યાં સમુદ્ર કિનારો હોય ત્યાં ત્યાં બંદર ન થઈ શકે, પણ સમુદ્રનો કાંટો જમીનમાં જતો હોય અથવા સમુદ્ર એકદમ ઉંડા હોય ત્યાંજ થઇ શકે તે સમજાવવું.

નદીના કાંપથી બંદર પૂરાઇ જાય અથવા તો ત્યાં આગળનો વેપાર તૂટી પડે તો બંદર નાશ પામે તે સમજાવવું.

દેશમાંથી બંદરે માલ પહોંચાડવાની સવડ શી શી છે અને કેવી છે તે.

બંદરની મુખ્ય આયાત અને મુખ્ય નિકાશ.

## રેલ્વેની રચનામાં શું શીખવવું?

હિંદુસ્તાનની મુખ્ય મુખ્ય રેલ્વેઓનાં નામ.
બી. બી. એન્ડ સી. આઇ.
જી. આઇ. પી.
ઇ. આઇ.
સધર્ન મરાઠા વગેરે

તે રેલ્વે ક્યાં ક્યાં સુધી દોડે છે અને બધી મળીને આખા હિંદુસ્તાનને શી રીતે જોડે છે.

હિંદુસ્તાનની રેલ્વે બાંધવામાં પ્રધાન દૃષ્ટિ લશ્કર એકદમ લઇ જવા લાવવાની સગવડ કરવાની છે તે સમજાવવું.

મુંબઈ તથા કલકત્તાને સીધું પેશાવર સાથે જોડેલું છે તે. હૈદરાબાદ (સિંધ)થી મારવાડ જંકશનની લાઇન છે તે વગેરે ઉપરથી સમજાવી શકાય.

## હિંદુસ્તાનની કુદરતી રચના.

પહાડી પ્રદેશનો વિસ્તાર બતાવવો તથા તેમાં રહેનારી જાતિઓ વિષે કહેવું. પહાડમાં કુદરત અનુકૂળ નથી હોતી તેથી માણસને તેની સાથે લડી પોતાનું ગુજરાન મેળવી લેવું પડે છે. વળી ત્યાંની હવા પણ ઉદ્યોગમાં પ્રેરવાને ઉત્તેજન આપનારી હોય છે એટલે માણસને સ્વાભાવિક રીતેજ મુશ્કેલીઓની સામે ઉદ્યોગ કરીને લડવાની ટેવ પડે છે. સાધનોની પરતંત્રતા અનુભવવાનો પ્રસંગ નહિ આવ્યાથી. તેમનો સ્વભાવ અતિશય સ્વતંત્રતાપ્રિય રહે છે, આ સમજાવવું. તેથી ઉલટું સપાટ પ્રદેશમાં રહેનારા સહેજે મળતી સુખ–સગવડોના દાસ બની જાય છે અને શરીરે પણ

ઢીલા બને છે એટલે ઘણીવાર સ્વતંત્રતાને ભોગે પણ તેઓ સુખ વગેરે મેળવવાજ લલચાય છે. જેમ માણસનાં સુખ સગવડ ઓછાં તેમ તે સહેજે સ્વાવલંબી થઇ શકે અને તેથી સહેજે સ્વતંત્ર રહી શકે. સુખ સગવડ માટેનું પરાવલંબન પરતંત્રતામાંજ રાખે એ અત્યારની આપણા દેશની સ્થિતિ ઉપરથી સમજાવી શકાય.

સપાટ પ્રદેશમાં ફળદ્રુપ કેટલા છે અને વેરાન કેટલા છે તે બતાવવું. રણ ક્યાં ક્યાં છે તે કહેવું.

નદીઓ વિષે કહેવાઈ ગયું છે.

**સમુદ્ર કિનારો:**—કિનારાના પ્રદેશની લંબાઇ, નદીઓનાં મુખનું ઉંડાણ, હિંદુસ્તાનમાં અખાતો ઓછા હોવાથી દરિયા કિનારાનો ઉપયોગ ઓછો થાય છે તે સમજાવવું.

બંદરો—સ્વાભાવિક અને કૃત્રિમ. કિનારા પાસેના દ્વીપો, ભૂશિરો, સામુદ્રધુનીઓ, સંયોગી ભૂમિઓ, ઉપસાગરો—આટલા વિષે માહિતી કહેવી.

**જંગલો:**—ક્યાં ક્યાં છે અને તેમાં શું શું ઉત્પન્ન થાય છે અને કેટલું ઉપયોગમાં લઈ શકાય છે એ કહેવું. તેમાં વસનારાં પશુપક્ષીઓ સંબંધમાં કહેવું.

પવનની દિશા અને વેગ—ઋતુ પ્રમાણે પવનની દિશામાં થતા ફેરફાર—મોસમના વાયરા અને તેની વરસાદ ઉપર તથા વહાણવટા ઉપર અસર. દેશના જુદા જુદા ભાગમાં હવાના ભેજનું પ્રમાણ. તેની વનસ્પતિ ઉપર થતી અસર.

ઉપર કઈ કઈ માહિતી આપવી તે જણાવ્યું છે. સઘળી માહિતી એક ગ્રંથમાંથી મળી શકે તેમ નથી. એવું પુસ્તક રચવાની તૈયારી ચાલી રહી છે. ત્યાં સુધી વિદ્યાર્થી પાસે કોઇ પુસ્તક ખરીદ કરાવવું નહિ. શિક્ષક મ્હોડેથી માહિતી આપે અને વર્ગમાં વારંવાર પુનરાવર્તન કરે. તે ઉપરથી વિદ્યાર્થીના મગજ ઉપર જે સંસ્કારો રહી જશે તેજ કામના છે. ભૂગોળના વિષયમાં ગોખણપટ્ટી ચાલે છે તે તો બીલકુલ બંધ થવીજ જોઇએ. વિદ્યાર્થી ચોક્કસ અને વિગતવાર ઉત્તરો ન આપી શકે, પરન્તુ તે સમજ્યો હોય, તેના મગજ ઉપર વિષયની છાપ પડી હોય તો એટલું બસ છે. શિક્ષકો પોતાના ઉપયોગ માટે નીચેની ચોપડીઓ વાપરે.

૧. રા. અંજારિયાની ચોથા ધોરણ માટેની ભૂગોળ.
૨. રા. કલ્યાણરાય જોષીની હિંદુસ્તાનની ભૂગોળ.
૩. માર્સ્ડનની ભૂગોળનું ગુજરાતી ભાષાન્તર.

આમાંથી જે માહિતી ન મળી શકે તે લેખકને લખવાથી પૂરી પાડવાનો પ્રય-

# પરિશિષ્ટ

## હિંદુસ્તાનના વિભાગો

**સરકારી કૃત્રિમ વિભાગઃ**—૧. મુંબઈ ઇલાકો. ૨. મ ઇલાકો. ૩. બંગાળા ઇલાકો. ૪. બિહાર અને ઓરિ ૫. સંયુક્ત પ્રાંતો. ૬. પંજાબ પ્રાંતો. ૭. બ્રહ્મ ૮. આસામ. ૯. મધ્ય પ્રાંતો અને વરાડ. ૧૦. વ સરહદનો પ્રાંત. ૧૧. અજમેર અને મેરવાડ. ૧૨. કુ ૧૩. આંદામાન અને નિકોબાર. ૧૪. બ્રિટિશ બલુચિસ્તાન.

**મહાસભાના ભાષાવાર પ્રાંતો:—**

૧. મદ્રાસ [તામિલ ભાષા] ૨. આંધ્ર [તિલુગુ] ૩. કર્ણાટક [કાનડી] ૪. કેરલ [મલાયલમ્] ૫. મુંબઈ શહેર [મરાઠી અને ગુજરાતી] ૬. મહારાષ્ટ્ર [મરાઠી] ૭. ગુજરાત [ગુજરાતી ૮. સિંધ [સિંધી] ૯. સંયુક્ત પ્રાંત [હિંદુસ્તાની] ૧૦. પંજાબ [પંજાબી] ૧૧. વાયવ્ય સરહદનો પ્રાંત [હિંદુસ્તાની] ૧૨. દીલ્હી [હિંદુસ્તાની] ૧૩. અજમેર, મેરવાડા અને બ્રિટીશ રાજપૂતાના [હિંદુસ્તાની] ૧૪. મધ્ય પ્રાંત [હિંદુસ્તાની—જબલપોર] ૧૫. મધ્ય પ્રાંત [મરાઠી—નાગપુર] ૧૬. વરાડ ...ઠી] ૧૭. બિહાર [હિંદુસ્તાની] ૧૮. ઉત્કલ—ઓરિસ્સા ... બંગાળ અને સુરમાપટ્ટી [બંગાળી] ૨૦. આસામ ...મા [બર્મી].